આ ઉઘે આજુ ઝપે આઠ્ઠા સામુ પાછુ ન જુવો
લશોતો ખુશી થશો નહીલેશો તો પછી પસતાસો

નવીન ! નવીન !

# શહેરમાં ગવાતા ગરબા સંગ્રહ.

છપાવી પ્રસીદ્ધ કરનાર
માસ્તર કાલીદાશ ભગવાનદાશ




સુરત. "ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસમાં
ગંગારામ આતમારામ પંડીતે છાપ્યા
સવંત ૧૯૫૧ સને ૧૮૯૪

કીમત ૮ આના

# નવીન નવીન નવીન

રશોક.

# શેહેરમાં ગવાતા ગરબાસંગ્રહ



## નળ રાજાનો ગરબો.

ગરબી બરાનપોરી.

કે નળ રાજાનુ આખ્યાન ॥ તમે ધરી લોને ધ્યાન ॥ દમયંતી શોયંબળ કહું તુજને કે નૈસદ દેશનો નળરાય તેતો મરગ્યા રમવા જાય ॥ ત્યાંથી લાવ્યો જનાવર એક હંસને ॥ હંસ કેહવા લાગ્યો વાત ॥ રાજા નલની સંઘાથ॥ મને મુકીદો મહારાજા॥ મારી નારી રૂએ શું કહું તુજને॥ સો પુત્રની છે માત ॥ તેને મળી આઉં આજ આપ્યુ વચન છોડી દીધો હંશને ॥ હંસ ઉડયો ઉડયો જાય॥ એની નારીની પાસ ॥ત્રણુ દીવશમાં આવ્યો રાજા કને.

### સાખી.

રાજા હંસ ઘર લાવ્યા ॥ તેને હૈડે હરખ ન માયે
હંસ વાહન બ્રમાતણું તેને ના તે કેમ કહેવાયે.

વચન આપું આપો આપરાજા પુછે હંસને વાત તમેકન્યા લાવોની

સોધીને હંસ ઉડયો ઉડયો જાયે ॥ સોધ્યા સ્વર્ગ પાતાલ ॥ ત્યાંથી ઉડયો કુંડળપુર નગરીમાં કુંડળપુરના છે રાય ॥ રજા ભીમક કહેવાયે ॥ તેની પુત્રી કુંવારી એક દમયંતી ॥ તે તો કુંવારી કહેવાય જોવા રહેછે વાડીમાંય ॥ હંસ જઇને બેઠો ઝાડઉપર કરે નળના વખાણ ॥ થયું કન્યાને જાણ ॥ જુવો કોણ બોલેછે નર વાડીમા.

## સાખી.

દમયમતીએ દાસીને કહ્યું ॥ જુવો કોણ બોલેછે વાડી માંહે એવા નર તે કોણછે ॥ વળી કેમ કરીને ઓળખાય ॥ દાસી ફરતી ફરતી આવી ॥ હંસ બેઠો નીચી ડાલી ॥ વહાલો હાથે કરીને પકડાય ગયો ॥ નારીએ ચાંપ્યો રૂદીઆ સાથ ॥ પછી પુછી નળની વાત ॥ એવા નળ કુંવારા કેમ રહયા ॥

હંસ કેહેવા લાગ્યો વાત ॥ રાણી દમયંતી સાથ ॥ તેના તેજ થકીરે રવી જાંખોથયો ॥ નારીનું વચન લઇ હંસ ઉડયોછે તહી પાછો ફરીને નૈસદ દેસ ગયો.

## સાખી

રાજા ભીમકની પુત્રી તેની પતળી સરખા કાય
ત્રણ ભુવનમાં ફરી વળ્યો ॥ એવી કન્યાની નહીં જાત

તેના તેજ તણો નહીં પાર ॥ તમે શું કરો વીચાર ॥ જઇ પરણોની કન્યા દમયંતી ॥ નારદમુની જે કેહેવાય તે તો દેવ સરગમાં જાય તેને કહયા સમાચાર જઇ ઇંદ્રને અગ્ની વાયુ વરૂણ સાથે જમ રાજા જાયે તેણે કીધાં ચરિત્ર રાયે છળવાને પાંચે બ્રાહ્મણ

થઇ આવ્યા ગયા નળરાજા પાસે હમને પરણાવો એક કન્યા ને

## સાખી

પચે મંડપમાં ગયા પાંચે નળનું રૂપ
આવી હની વરમાળા રોપવા તે ગઇછે પાછી ફરી
પુત્રી પુછે પીતાને વાત ॥ પુત્રી પુછે પીતાને વાત ॥ માળા કો
ને આરોપું ॥ અહીં આવ્યા છે પાંચે નળ બનીને ॥ નારી ફરતી
ફરતી આવી ॥ વરમાળા આરોપી નળ રાજાને ॥ એકે એકને
દીધા શ્રાપ ॥ રીંછ, રોઝ, વાઘ વાંદર બન્યા ॥ તે તો દેવ સભ
માં ગયાં એતો ઓસીયાળા થયા ॥ ઘરની નારીઓ મેહેણા દે છે
ઘણાં એમ કહેછે ખુસાલદાસ સાબાસ જગજીવન ॥ એ તો ઠબ
જુગ વાધ્યો નળ રાજાને.

## ૨ શકળશા વાણીકનો ગરબો.

( બરાનપોરી રાગ )

પ્રથમ આપો તમે ધ્યાન ॥ પછી શુણજો દઇને કાન ॥
આ ગરબાનુંછે માન ॥ એમ વાણી વદું ॥ ૧ ॥ શકલશા
વણીક મોટો શેઠ ॥ તેને હરીના ઉપર હેત ॥ નિત્ય સાધુ જમાડે
એક ॥ પછી ભોજન કરે ॥ ૨ ॥ જેહની ચંદ્રાવતી નારી ॥ સ્વામી
જાણે દેવ મોરારી અતિ ભક્તિ કરેછે સારી ॥ ખરા દીલ થકી
॥ ૩ ॥ ત્યારે પ્રભુને ચીંતા થઇ ॥ તે તો બઠાં આકીન બઇ
તેનું શત મેલાવું જઇ ॥ એતો શું રે કરે.

સાખી

શ્રી હરી કીરપા કરી સાધુ ન જડે એક;
નગર બધું ફરી વળ્યો. થાકયા શેઠાણીને શેઠ.

એવી રીતે એવી રીતે, અની હાંરે એવી રીતે, મનમા થયાછે નીરાશ મને અપવાસ થયાછે સાત, લજ્જા રાખજો દીના નાથ એવી સ્તુતી કરે ॥ ૧ ॥ ત્યારે પ્રભુને ચીંતા થઈ તે તો બેઠા આકીન લઇ, તેનું સત્ય મેલાવું જઇ, એ તો શું કરે શ્રી હરી અતિત રૂપ લાવ્યા, એનું પારખું જોવા આવ્યા, ત્યાંતો ત્રીભોવંન પધારયા. મારૂં મન હર્યું ॥ ૩ ॥ મુખે શરીરે રંગત વહેછે, શીતળ પાણીએ નવરાવે, તેનુ ચ[illegible]ગુ મત [illegible]યછે, આ કીન મારૂં ફલીયું ॥ ૪ ॥ રસોઇ બનાવી કીધું [illegible]ક, પીરસ્યા પુરીને દુધપાક, રખે કરશો આડો આંક, મારૂં મન હર્યું ॥ ૫ ॥

સાખી

અતિત કહે જમતો નથી હમે અઘોરી સાધુ જન
માસ મટોડું ખાઇને રહીએ, નહીં ખાઇએ તમારૂં અન

એવી રીતેરે એવી રીતે અનીહાંરે એવી રીતે શેઠ છાનો માનો માંસ લાવ્યો, તેનો મરમ કોઇએ નવ જાણ્યો, તેનો પાક પણ બનાવ્યો, મારા સંત જમે, ત્યારે અતિત બોલ્યો વાણી, સુ રતા રાખો નરને નારી, કરો કામ એક વિચાર, તાહરા ચેલઈ આનેલાવ બડી હુંશ ધરી, સજો સોલે તમે સનગાર, આંખે આ જની આંજો સાર, આંસુ નવ પડે લગાર, રંગ તાંન માગુ હમો

બીજુ રૂપ શ્રી હરીએ ધર્યું, ભણે નિશાળે નાનું બાળ, ચે

સ્યાને જઇ ભમાવ્યો, તાહારા મા બાપે આણ્યો કાળ.

એવી રીતે એવી રીતે, અની હારે એવી રીતે, અન્યરૂવી ચાર પુત્રે કીધો માથે ખડીયો પાટી લીધો, ઘેર આવી ઉભો સીધો, મળ્યો પિતાને, પુત્ર હશીને મુખથી કહેછે, વચન પીતાં જીનું જાયછે. કાયા શું કામ આવેછે કારજ તમારૂં કરો, વણીકે હાથમાં લીધી પાલી, ચેલાને નાંખ્યો મારી, તેને ખાંડણીયામાં ખાંડી, મનથી નારે ડર્યો, રસોઇ બનાવી તઇયાર. ઉઠો અતી પ્રભુ સાર સતને ધરાવી નીધાર તમે પારણા કરો.

સાખી

વાંણીયા કામ વંડી ગયું, એ તો અંન કેમ મુજથી ખવાય
વાંઝયા અંન જો ખાઉં તો માહરૂં જપ તપ સઘળું જાયે

એવી રીતેરે એવી રીતે અની હાંરે એવી રીતે, મનમાં પસતાઇ બહુ રહેછે, ચંદ્રાવતી મુખથી કહેછે, માહારા પેટમાં ગર્ભછે. હું બતાવું તુંજને, પાલી લીધી હાથની માંહે, જેવી પેટ ચીરવા જાયે, ચડ્યા લઇને હાથ સહાયે, બાઇ આજુલમ કરયો, તાહરી ભકતી શાવની સાથે, કુંવર મારીયો તો મુજ માટે દર સન દીધાં દીનાનાથે, માથે મોર મુગટ પીતાંબર શોભે, પિતાઅંર ના પરવાર, પ્રગટ થયાં કુંજબીહાર, માંગો માંગો નરને નાર, પુત્ર જીવતો કરો.

બોલાવ તંહારા કુંવરને, બાહરથી આવેછે ઘરમાંયે,
જુવેતો આવે મલકાતો, માત પિતા ખુશી થાયે

એવી રીતેરે એવી રીતે, અની હાંરે એવી રીતે, છોકરો

આવ્યોછે ઘરમાંયે, માંત પિતા ભેટયા ત્યાંયે, દેખી હરખ ન માંયે
શું કહુ તમને, જે ભકતી હરીની કરે, તેને ચરણે ચીત ધરે,
કહે મગન શરે, તેના આકીન થકી,

### ગેડીદડાનો ગરબો.

માતા જશોદાનાં બાલ, જનમાં શીરી નંદલાલ.
ત્રણ લોકના પ્રતીપાલ, થઆ ભગવાને
બલીભદ્ર સંગે ભાઈ, નીત્ય ચરાવે છે ગાયે.
ઇચ્છા થઇ મનમાંયે, જઇએ રમવાંને.
ગેડીદદો લીધો હાથ, ચાલ્યા જમનાંને વાટ.
બાલ ગોવાળ સંઘાત. લીધા તેડીને.

**સાખી.**

કૃષ્ણજીએ દડો ફેંકીઓ, દડો લાવ્યા બલીભદ્ર ભાઇ
બલીભદ્રએ દડો મારીયો, જઇ પડયો જમુનાંમાંઇ.

ચાલુ

કૃષ્ણ શીરપર પડયો દાવ, હવે દડો લઇઆવ.
જમનાં જલમાં જંપાવ, દડો લેવાને.
મન મગન ગોપાલ, ચડયા કદમોને ડાળ
પેસીગયા પાતાલ, કાપ્યું જમુનાનું નીર,
કાલી નાગને દુવાર, જઇને ઉભા શ્રી મોરાર.
જાપીયુ નાગણી એ તેવાર, દીઠો બાળકને

**સાખી.**

નાગ મુખથી ઓચરે, તું કાહાંથી આવ્યો નાનોબાલ.

નાસવું હોયતો નાશજે. નહીંતો આવ્યો તારોકાલ.
ચાલુ, મારાનાગને થાસે જાણ, ડંખી લેશે તારા પ્રાણ.
તુંતો મારૂં કહ્યુ માન, જાની અહીંઆથી.
તારા નાગને જગાડ ॥ હુંતો જોઉં એકવાર ॥ બલ હોયતો દે ખાડ જુધ કરૂં હમણાં ॥ નાગ જાગો તખત ક્ષન ॥ તત્પર થયા હરખી મન ॥ વીચાર કીધો પોતે મંન ॥ નાગછે ભારી

શાખી

નાગ આવ્યો હાંફતો, મોટો છે વીકરાળ
બાળકને હવે મારશે, પડી નાગણીઓને ફાળ

ચાલુ

જુઓ નાગ તણો રંગ, કૃષ્ણે કાળું કીધું અંગ
જુધ કીધુ નાગણી સંગ મનમોહને-
સસ્ત્ર મુખનો જે નાગ, જુવે નાશવાનો લાગ
કૃષ્ણને ધરીઆ છે પગ, કરી અશવારી.
નાગની આવી દોડતી, હાથ જોડી કરી સ્તુતિ ॥ મારા નાગને દો છોડી દડો લીધો શહી.

સાખી

પગમા પવન પાવડી, મોર મુગટ કુંદળ કાનં
પેરા પીતીબર ધોતીઆ, શામય રૂપે શ્રી ભગવાંન.

ચાલુ

નાથુભાઇ કેહે એ જોઉં વારી તારા ગરબાની બલીહારી નીત આવે નરને નારી ॥ દરશન કરવાને.

## ૫ ગવતમ રૂશીનો ગરબો

નમુ ગણુપતીને પાયે ॥ શમરૂ શારદાજી માયે ॥ તમે કરજો મારી શાયે ॥ જોડું ગરબાને ગઉતમ મરૂક્ષી મોટા મુની ॥ તેની વાત કહુંછુ શુની ॥ તેને ઘર રસીઆની ॥અહલ્યા સતીછે ઘણી જેના રૂપનો નહીં પાર ॥ આવી ઉભી ઘરની બાર ॥ જોયુ ઇદ્રએ એકવાર ॥ આવો તેનારે ભણી ॥ જોતા થયો કામાતુર થઇ રહયો ચકચુર ॥ જેવો બની રહ્યારે રનસુર ॥ જોતા તે નારે ભની ॥

### શાખી.

કામાતુર ઇંદ્ર થયો, જોયુ નારીનું રૂપ.

માહોબાન વાગ્યાં તે નારનાં ॥ તેમાં મોહયા મોટા ભુપ શરવે અપ છરાઓ જોઇ ॥ તેના સરખી નહીં કોઇ ॥ હવે મણું એને જઇ ॥ કરૂં ઇંદ્ર રાણી ॥ ઈદ્ર ચાલો તાંહાથી જાય ॥ આવી નીત ફેરાખાય ॥ તેનો મેલાપ નહીં થાય ॥ આવો મલવાને ॥ રાત મધરાત વીતી ગઇ ચંદ્ર ઉગ્યો ગગન માંઇ તેને ઇંદ્રએ જોયો તંઇ ॥ આવો પુછવાંને ॥ ઇંદ્રએ મેલી મનની લાજ ॥ તમને શપનું કે વશુ આજ ॥ આવ્યો મળવાને કાજ ॥ અલ્યા નારીને ॥ ચંદ્ર વીચારે મન ॥ ખોટા પડેછે શુકન ॥ એમા થાસે કાંઇ વીઘન ॥ સત કહુ તુજને ॥

### સાખી

ઇદ્ર ચંદ્ર કપત કરી લીધુ મરઘનુ રૂપ તેની વાર
મધુરે શબ્દે વાણી કરી રૂષી ગવતમ ને દરબાર.

થાલ શુતા અઘોર વંનની માંય શબ્દ મરગનો સુણો તાય જાગી ઉઠા ગવતમ તાય થઇવખત ઘણી ॥ લીધી પુંજા પાતરી ભારી ॥ જઇ અંજની ને જગારી તેને દરવાજે બેશાડી ॥ ગયા નાવાને ॥ ગયા ગંગાજીને તીર ॥ તેનાં ચલકી રહા નીર ॥ જોતાં નવ રહી ધીર ॥ રૂશી ગઊતમ ને ઇંદ્રે ગવતમનુ રૂપ ધરી ॥ ઘર-માં પઠે! હીમત મારી ॥ જ્યાં સુતી અલ્યા નારી ॥ લાગ્યો જોવાને ॥ જાગી ઉઠી અલ્યા નાર ॥ તેને કાધો વીચાર ॥ પાછા કેમ આવ્યા ભરથાર લાગી પુછવાને. ॥

ઇંદ્ર કહે નારી શુણો, છે રાત ચંદ્ર અંકાશ
શુભ ઇછા મુજને થઇ માટે આવો ત મારી પાસ.

**ચાલુ**

એમ કપટ કીચો જારી ॥ ભોગવી છે સતી નારી કેમ ના ઓળખ્યા ભરથાર ॥ વાત બનવાની ॥ એટલે રૂષી ગેર આવ્યા ॥ તેને અંજનીએ અટકાવ્યા ॥ ઊતા મારા ગરમાં આવ્યા ॥ અલ્યા તું છે કોણ ॥ ચડી ગઊતમ ને રીશ ॥ ચકચુર ચડવા શીશ ત્યાં તો પાડી બુમ ચીશ મારી અંજનીને ॥ ઇંદરે વીચાંરૂ મનમાયે ॥ હવે જાવું અહીથી કાય રૂપ બીલાડીનું લઇ લાગો જોવાને ॥ રૂશી બોલ્યા તેની વાર ॥ અલયા ઉભો રેહે મજાર ॥ તારા જીવતરને ધીકાર શરાપ દઉં તુજને ઇંદ્રચંદ્રને શરાપ આપચો થયો અંજનીને સરાપ અલ્યાની સલ્યાથઇ રૂશી ગવતમને પરતાપ નારી ઘણી શતી વાની ખોટી સંગત નારી તણી ગઇ લંકા રાવણ ની દશ સીશનો ઘણી ગરબેઃ શંપુરણ

## માતપીતાની કાહુવડનો ગરબો

જાત અપંગ લે.ચન તેનું નામ છે કરણુ તેનો પુલ શરંવણુ સા રૈયે પુત્ર છે. પાંચ વરસનો થયો લઇપાતી ભણુવા ગયો માત પીતાની આગન્યા પાલેછે. પીતા કહે મારા તન પાલો મારોરે વ ચન. તીરથ જાત્રાનું મંન. બહુ થાએ છેયે કે તીરથ નર્મદામાં નાંઇએ સરવે પાપ પ્રલે થાયે, એવું શાસ્ત્રમાં કહેવાયછે,

### સાખી

એવું શુણી શરવણુ ગયો. જ્યાંછે મીત્ર સુથાર.

શરવંણુ ચંદન કરત લઈ કરી. ઉભો તેને દ્વાર.

ચાલુ. કે ઘરમાં ઘડે છે સેથાર, જઇને કીધોછે જુહાર. એક કાવડ ઘડીઆળ, તુતો મીત છેએ. સુથાર કહેછે સરવંનમીત્ર. કેમ ઘડાવો કાવડ, કાહા જાવુંછે. તે શાચુ કહેવુ મુજને. કે માલ જાવું મારે આજ. આંધલા માબાપોને કાંજ. તીરથ જાત ના લઇ જાયે. એમ કહું તુજને. કાવડ લીધી તેનીવાર. ઘરમાં જઇ કરા તઇઆર. આંધળા બેશાડા માં બાપ. નીકલો બારણે.

### શાખી.

શરવણુ ગેરથી નીસરો. વલી તત્બર થયો તૈયાર.

ખાંધ ઉપર કાવડ ધરી. લઇ ચાઈલો તે જાયે.

ચાલુ. કે ફરતા ૪રતી ગામોગામ. કે જઇ આવેછે મુકામ. તાંતો કરે વીશ્રામ. દુઃખ બહુછે. એવી રીતે ચાલ્યો જાયે. પડયો જંગલની માહે. માત પીતા તે મુખથી બોલેછે. માતા કહેછે મારા બેટા. હજુ ઘણા રહયાછે છેટા. પ્રાણી વીના જીવડો જાયછે

તરશે ગળુ શુકાઈ જાયે. મુખથી કંઇ ના બોલાયે એટલામાં તે એક વડ આવ્યોછે.

### સાખી.

વડ નીચે આવી ફરી, વળી પ્રભુજી કરજો સાહયે.
હું વીનતી સરવે કરૂં કાવડ ભેરવી વડની માંયે

ચાલુ. અહી રહુંજો માંરી માંત. કહીને ઝારી લીધી હાથ. ત્યાં તો થઇછે મધરાત ખાડી કાતરછેયે. ગયો તળાવની ઉપર. જારી નાખી પાણીઅંદર. થયો અવાજ તો જળની માંહિ દસરથ રાજા ને થયું જાણુ શીકાર આવ્યોછે નીરવાણુ એક લીધુ ધનુષ્ય બાણુ રાજાએ શહી. બાણુ મુકયું તેની વાર. લાગ્યું શરવણુને તે વાર રામ કરીને પોકાર. પરો ધર માંતી.

### સાખી

રામ શબ્દ શુણી કરી ત્યાં આવ્યોછે રાજન
ત્યાં જુવે તો પડયો દીઠો દુ:ખીઆરો શરવણ.

ચાલુ પડયો દીઠો તેની કાય જોઇ મનમાં પસ્તાયે, આ તો શરવણુ કેહેવાય, કરણનો પુત. જળની ઝારી ભરી જાવું, એના મા બાપને પાઉં,જઇને ઓશી આળો થાઉં, જારી ભરીરે લીધી દશરથ રાજા કે છે ભણી કેહેછે પીયો તમો પાણી, તેનો શબ્દ શુણી બણી બેહુ અંતરથી. બેટા શવાર કેમ થ , ત્યારે બોલ્યો તહી હુ તો શરવણુ નહી, એમ વાત કહી.

### સાખી

દશરથ મુખથી બોલ્યો, તમો શાંભળો મારી માંત;

શરવણુ મારાથી મરાઇ ગયો, એવી કરી રાજાએ વાત.
ચાલુ એવુ દશરથે ત્યાહાકીધું. ત્યારે પાણી નહી પીધુ, લાખીમુની ભગત લીધું કે દુ:ખ બહુછે એ. શરવણના માને બાપ, દશરથ ને દેછે શરાપ આંધળા મા બાપનું પાપ, તુજને નડદજો કે તને પુત્ર થજો ચાર, મરતુક થાજો તેની વાર, પાણી નહી પાનાર, વીજોગ પડજો.

## શાખી

શરવણુને બાપે ચીતા ખડકી કરી, તેને બલી મુવાં તે ઠાર
હવે કહો દશરથના સા હાલ.

ચાલુ નાથુભઇ કહે અખાન, એ તો રામનુંછે ધ્યાન તમો શા ભજોની કાન એમ લખ્યુ છે.

## ગરબો ગીરધારી

પ્રભુ ગીરવર ધારી તારી મોરલી છે એ શારી
તે ઉપર જાવું બલીહારી, તારી શારી શીકકલ રાજા કંશને તો રોળ્યો, ગોરધંન પરવતને તો તોળ્યો મગરને તેં જલમાં બોળો એવું તારામાં બળ. પ્રભુ છોઓ ગોકુલના વાશી, તમે મારી પુતના માશી, રાખી કંસરાયની દાશી. એવી તમારી અકકલ. રાખ્યા પાંડવને તો પાશ થયો અરજુનનો દાસ કરીયા કૌરવતો નાશ, ખુપ તુકકલ પીછ્ર,ખાધા સવરીના બોર, ભલો નંદનો કીશોર. તારૂં આવડુ શું જોર, શખ્યો બહુ નકકલ, પ્રભુ રંગ ને તો રગીઓ, હાથી મેહોલવાને ધશાયો, પહેલાદને થંભે વશીઓ. કરે દુષ્ટને દખલ શુંધનવાને ધારણ દીધી, નેખધ્યા શીત

ળ કીધી વીદુરની ભાજીનેલીધી, કરીગો જનમ શફળ,

શાખા

વડ શાશુ રીશાવીયા, વળી આને શું કેહેવાય,
નડી વહુ આગળ થઇ, ને હુ ગરડી તે પાછળી,
આપો પામરી પતકુલ, મોગા મુલના અમુલ,
નરને જેહાની શમતુલ, વેચી આપ્યા છેએ

કાંચલા ભરેલા નીરધાર, વંચી આપ્યા હારો હાર, જેને જેવો અધીકાર તેમ આપ્યા છે, એમ કીધી નાગ ની રીત થઇ નર શાઇઆની જીન ગાએ ગુણી જન ગીત જે જે થઇ રહયું કહે ગાપાળ હરીના દાસ શઉ રાખજો વીશવાશ, રામ શમરણ પ્રરતાપે ગરબો પુરો થયો.

## ગરબો બાણાશુરનો.

( રાગ બરાન પોરી )

શોનીતપુરનો છે રાય, રાજા બાંણા શુર કેહેવાયે. તેનો ગરબો કહુંછુ હાંએ વીસ્તારીને રાજા વીચારે છે મન. મોટુ પુલનું મરણ, શુકરાચારીયનું વચન, તપ કરો જઇને ટેક. જુવો ક ઇલાશની મહી, ગંગા વહીછે તહી તપ કરો ત્યાં જાઇ. એમ વચન કહયું, તપ કરવાં બેઠા ત્યાએ શતર વરશવઇ જાય અંગે શરપ ચાલ્યા જાય તપ ચુકે નહી.

સાખી

ઇદ્ર મંન કપટ કરી લીધુ ન્યારીનું રૂપ,
તપ જોવાને કારણે, આવ્યા ભગ્ત શનમુખ.

એવી રીતે એવી રીતે અનીહાંરે એવી રીતે એવુ શીવે લીધું રૂપ ગયા અશુર પાશે ભુપ, ભગત જોયો અનુપ વરદાન આપું તુજને. વરદાન આપોની મહારાજ સહત્ર હાથનું છે કાજ. એવું કેહેતા મહારાજે સ્તુતી કરી. તપનો માહાડો અમીઆશ માથા ઉપર ઉગ્યા ધાશ તપ, જોઇને શીવજી ખુશી થયા પછી બોલ્યા ભોળાનાથ મુકેઃ બાણુા શુરને હાથ, ઉઠ પુત્ર તુ નાથ. એમ કહીને ગયો.

## સાખી

બાણુા શુર આજ્ઞા લઇ કરી, ચાલ્યો પોતાને દુવાર.
શોનીતપુરમાં આવ્યો મનમાં કરી વીચાર,

એવી રીતે એવી રીતે અની હારે એવી રીતે આવી બેઠો મેહની માય બાણુા વતી આવી ત્યાં, શીર વાંછીઆ કેહેવાય પુત્ર જોઇએ ખરો. રાજા વીચારીને મન. જાવું કૈલાસ ભોવન તપ કરૂંહું કથન. એમ કહીને ગયો. જઇ બોલો તેનીવાર તપો સાંભલો તીપુરાર. દરશન દોની દયાલ હવે કારજ શરે. વીનતી કરી કૈલાશમાએ. તમો કરજો મારી શાહે. માહારાજ પુલપુત્રી થાએ. એટલું માગુંછુંય,

## સાખી.

તારે પારવતીએ શીવને કહું, એને ગાજે ઓખા નીરધાર.
બાણાસુર તઇઆર થયો. લઇજત્રા પોતાને દ્વાર.

ઓખા લીધી તેની વાર, ચાલ્યો પોતાને દ્વાર. કીધી વધામણી તઇઆર ,હૈયે હરખ ભરી, દીઠું પુત્રી કેરું મુખ જોયું નહીં

કાંઇ સુખ, પામો અતીઘણું દુખ. જોતા વીશમે થયો. તે રૂષી શુક્રાચાર. આવ્યો સભા મોઝાર, રાજા બોલ્યો તેણીવાર. તમે વરતી જુઓ મારે પુત્રી પ્રતે લેણું. તેથી ટળસે વાજીઆં મેણું હું તો પુછું તમને, વળતી બોલ્યા રૂષીજંન. તમો સાંભળો રાજન. કન્યાં પરણે છે તે દીન, તારૂ મરણુ થશે.

## શાખી

મરણ તમારૂં આવીયું, તમો સાંભસો સજંન.
શત કરીને માનજો, એતો રૂશીનું વચન

એવી રીતે એવી રીતે, અની હારે એવી રીતે. એવી પડી પેટ માં ફાલ. હવે શું થાશે હાલ. ઓખા મારૂ તતકાલ એમ વચન કેહે. શમશેર ઝાલી હાથનીમાંય, ઓખા મારવાને જાય. નારદ રૂષી આવ્યા તાંય. લાગ્યા પૂછવાને નારદ ઊભો તેની સાથ. રાજા કરે છે વાત, હુંતો ઓખાની ઘાત લેવા જાઉંછું. અસ્ત્રી હત્યા કહેવાયે તમો વીચારો મનમાંય. નારદ રૂષી બોલ્યા ત્યાંય. શત કહું તમને.

## શાખી

શત્ય કહું તે માનજો, માટે જાવો તમારે ઘેર.
બાળ રુપાળી રાખજો. એવું બોલ્યા તેની પેર.

એમ કહેછે કાલીદાશ. સુરત શેહેરમાં રહેવાશ ગાયો ગરબો નરને નાર. એતો એટલું કહેછે.

## ગરબી

મેદાનમે ચોપટ જમાઇરે, હો નંદલાલે મેદાનમાં ચોપટ જમાઇરે

શોનેકી શોગટીને રૂપેકા પાશા. રમત ખુબ લગાઇરે હો.નંદલાલે. શબ શખીયન દેખનકુ બેઠી. રાધે પ્યારીકુ રમાઇરેહો નંદલાલે. ઓરદુજીશખીયાકે ખડી રહી. સજનકુ પાસ બેઠાઇરે. હો નંદલાલે. દાવપર દાવસેં શોગટી માંરે. પ્યારીકું ખુબ જતાઇરે હો નંદ-લાલે નરશંઇય નો નાથ કીયુ હારે કોઇસે. રૂપાળી રાધેકુ હરાઇરે હોનદલાલે.

## આગગાડીનો ગરબો

મોહોલે પધારો માહારાજ મણીધર મોહોલે પધારો એ રાહાપર હલી જાઓ.

ગાડી આવીરે હીંદુસ્તાનં, અગન કેરી ગાડીરે આવી લોકોને થઇ રહયું જાણુ, અગન કેરી ગાડીરે આવી;

## સાખી

ગાડી આવી ઘંટ વાગીઓ, લોકો ટીકીટ કરાવવા જાયે.
ગાડીની વખત વહી ગઇ, ત્યારે ટીકટ વના અથડાયે. ૧
અગન કેરી ગાડીરે આવી

વીજલીનાં દીવા યથાં, એગાડી પરતાપ;
રેલ થકી ઉડીરે ગયા. તેતો ઉડયારે આપો આપ. અગન કેરી ગાડીરે આવી. ૨.

દાઢ પછએ દલદર ફુંકયુ, બદામે કીધો ખેલ.
દીવેલને કાહાડી નાખીયું, અને વપરાયછે ગ્યાસતેલ, અગન કેરી ગાડીરે આવી. ૩.

દેશે દેશ ફરી વળી. કહેતા ન આવેપાર.

પલકમાં મુંબઇ જઇ પડે. એતો નાણાનો વીચાર. અગન કેરી
ગાડીરે આવી. ૪.

અગન તારી ગાડીએ, કેવો કીધો ખેલ.
ઘોડા ગાડી બહુ થઇ. ઝડયો પેટ ભરવાનો ખેલ. અગન કેરી
ગાડીરે આવી. ૫.

ખોખા પચાશ શાહને. ગાડી ખેંચી જાયે.
સુરત શેહેર ખાલી કર્યું, જઇને મુંબાઇમાં ભરાયે. અગન કેરી
ગાડીરે આવી. ૬.

અગનગાડી ઉપડે, બાગ બન્યો ગુલજાર.
સમીસાંજે ગાડી આવે, ટીકીટ વેચાય અપરંપાર.
અગન કેરી ગાડીરે આવી. ૭.

પાંચ વાગે સીપટી થાએ, ને જાગે નીંદ્રાથી નાર.
સવારનો પોર થઇ ગયો, પછી પાણી ભરે પનીહાર,
અગન કેરી ગાડીરે આવી. ૮.

દીલ્લી દરવાજા ઉપરે, કીધી રૂપાં રેલ;
ટોપીવાળા બહાદુર થઇ, તમે જારો મચાવીઓ ખેલ;
અગન કેરી ગાડીરે આવી! ૯

અમદાવાદ વડોદરૂં, ભરૂચ અને ગુજરાત;
કાળકાદેવી ઉછળી, તેતો ભલો મચાવીઓ ઘાટ.
અગન કેરી ગાડીરે આવી, ૧૦

એક હુકમે ખીલા રહ્યા, ઓગણપચાસને સાલ;
ચાર પગાં ઉછળે, તારા બારણાનો ન્યારો ઠાઠ,

અગન કેરી ગાડીરે આવી. ૧૧.
ગાડી અંદર બેસતાં, લોકો કરે બહુ તાન.
ગાડીનું ખુની ઘણી, તેતો કંઇએકના લીધા પ્રાણ.
અગન કેરી ગાડીરે આવી. ૧૨.
ચક્કર બહુ ફરતું ફરે. મુલક કર્યું મેદાન;
પાઘડી લુગડાં જાયછે. લોકો ગાડીમાં રહેછે બેભાન;
અગનકેરી ગાડીરે આવી. ૧૩.
ત્રણ ફાનસ સળગી રહયાં, લીલા સફેદને લાલ,
સફેદ દેખીને દોડી આવે, તુતો લાલે મચાવે તાલ.
અગન કેરીગાડીરે આવી; ૧૪,
શુંદર તારૂં બેસણું, ને પાટ જડીછે સાર;
આજુ બાજુ કઠેરા, એની અકકલનો નહીં પાર.
અગનકેરી ગાડીરે આવી. ૧૫.

## આગનો ગરબો



ગીરધારીરે વાત કહું તે વિચારો— એ રાગ
આણ ખ્યારે, લાગી સુરતમાં આગ,
તાંનો બળે સીસમને સાગ;
નથી નાસવારે, એક તરફથી લાગ, જાણે ધુધવેછે કાળી નાગ. ટેક.
કાટ વાલાતે ધુમો પાડેરે સઉ સઉનો સરંસામન કાઢેરે,
ધાડ પડીછે ધોળે દહાડેરે, લોક મળીઆરે નથી જવાનો લાગ.
જાણે ધુધવેછે-૧.

પીધી મદિરારે, ઉત્તર દક્ષણ ફેલી. જાણે ધુમેછે હાથણી ઘેલી.
વાયુ દેવતારે થયાછે એનાં બેલી. તેથી ચારે તરફ એ ફેલી.

ઝુલો.

આવી પોહોંચ્યાછે અમલદારરે, લાવ્યા હોલવવા હથીઆરરે.
જળ મંત્ર નળીનો મારરે. ફાળ મારેરે જેવો કેશરી વાઘ,
જાણે ધુમેછે૦ ૨.
બાગોળીઆરે ઉઠયા છે, સરવે ભડકી જ્યારેલીધી ઘાંચીની ખડકી;
ભાજીવાલીરે સહુથી પહેલી સડકી, ભુલી પડી ચુનીની જડકી.
ઘાંચી કાઢે ખજુરને ગોળરે, જોઇ આગમાતાની છોળરે;
નથી ઉગરવાનો ડોળરે, બાવાં ગાંધીરે જ્યારે દીધો મસીદમાંપાગ.
જાણે ધુમવેછે૦ ૩.
પટવાનેરે. પટકીને આગળ ચાલી, ડબગરના ઘરનેઆલી;
બાળ્યાં પીઠાંરે તેની જોડે. એક આલી મુકિતફોજેતે પાછી વાલી;
સામી ચાલી તે લીમડા ચોકરે, પડ્યો સુખડીઆને શોકરે.
શ્રીફલ વાળા મુકેછે પોકરે, એવું જોઇનેરે, આવેછે વેરાગ.
જાણે ધુંધવેછે. ૪.
હારી બેઠારે, થાકયાછે અમલદાર, જ્યારે લીધી કંસારાની કાર;
કાપડીઆરે થઇ ગયાછે પાર, નાસી ગયાછે દુકાનદાર.
મોતીરામે છંટાવ્યું પાણીરે, લાવ્યા બે ત્રણ બંબા તાણીરે.
ક્રોધ આગ માતાનો જાણીરે, પ્રાણું ભટેરે ચડાવી માનેભાગ.
જાણે ધુંધવેછે. ૫
અમ્બેલીરે, ખાધોછે જળનો માર, ફરી પારસી સેરી પાર;

ધાંચી સુરતીરે થઈ ગયાછે ખુવાર, આ ધસું બળ્યાછે સુવાર.
બાણુા વધદનો ખાંચો પાકરે, દાદા સાહેબનો નહીં ધાકરે
નથી લાલા ગોલાનો વાંકરે, ચડી ટેકરેરે, દાઠાછે ચીથરાં અથાગ.
જાણે ધુંધવેછે. ૬.
બાળ્યા ધોબીરે દરજીને પંચોળી, કહે મગન ઉંડી હોળી;
રૂવે શ્રાવકરે, આવીછે ગેબી ગોળી, રૂપા ધડાને નાંખ્યાછે રોળી.
ઘેરયુ હરીપરાનું નાકુરે, હીરા ધસુએ ઉધાડયું ટાંકુ રે,
આગે જાણયું આ કામછે વાંકુરે. પાછી ફરીછેરે, દીઠો સઉનો એકરાગ
જાણે ધુંધવેછે ૭
રૂ ટેકરેરે, મોટી આગની ફાંસી, ગયા ચોકસી સરવે નાશી,
જુવન બારેરે, ધાબા ધાબલીને અગાસી જોઇરડે ધેલાની કાશી.
હાંડી તખતાને કબાટરે, ગાદી તકીઆ ખુરશીને પાટરે.
છપર પલંગ ઉપર છાંટરે, ઢાળ્યા ઢોળીઆરે ઉઠીતેનાપર આગ
જાણે ધુંધવેછે. ૮
સુખડીઆરે, શેરીમાં વસેછે વેપારી નાથાસાની સોભા ઘણી સારી
કરી નાંખીરે પાંચ પલકમાં ખુવારી. પારસ નાથની પુંજા ભારી
મસીદ શેરીમાં રહેછે રેવારે, માં'લી નથી રહી કંઇ લેવારે.
દફાલપીરના હેવાલ કેવારે, વશે શેઠીઆરે પંચમાં મુકાવે માગ.
જાણે ધુંધવેછે. ૯
કાન્હદાસરે, મોટા રેશમના દલાલ, જેની રૂડી જગતમાં ચાલ.
ઘર 'પાંચનો'રે આગે ઉડાવ્યો ગુલાલ, કરયા ઘડીમાં પાયેમાલ.
હતા મુંબઇમાં નામદારરે, મેંતાએ મુકાવ્યો તારરે,

તરત થઇ ગયા તેયારે, આવ્યા સુરતરે જોયો બળેલો બાગ.
જાણે ધુંધવેછે. ૧૦
સુના બંગડીનારે, થઇ ગયાછે ચુરા, પીઠાવાલા થાયછે પુરા;
કોટ વાલાનારે, હાલ થયાછે બુરા, કાંસકી વાલા રહયાછે અધુરા
વ્યાસ કહેછે હીરપારાગરે, સઉ જપો પ્રભુનુ નામરે
અંતકાલે આવશે કામરે, મન વાળીરે, કરો હવનને યાગ.
જાણે ધુંધવેછે કાળીનાગ. ૧૧.

## રશીઆ મને જાવા દીજે. એ રાગ.

---

કરી આગે ખરાબી ભારી, તમને વાત સું કહું વીસ્તારી.
કરી આગે ખરાબી ભારી, ટેક.
મારૂં કોમળ કાળજું બળેછે, મારે નયણે આંસુ ગળેછે;
એમ કહેછે પ્રીતમને પ્યારી— કરી૦ ૧.
મારા બાળ્યા મોતીના હાર, બીજો ઘણો બળ્યો સણુગાર;
હું શું કેહું તમને વાચ્યા'રી,— કરી૦ ૨.
ઘડી અમર તણી નથી છુટી, મને આગ માતાએ લુટી;
એમ કહેછે નાથને ના'રી.— કરી૦ ૩.
મારી બલી છે મોહનમાલા, લાલ લીલા રેશમી ગાળા,
ક્યારે બેસીસ કાય સણુગા'રી— કરી૦ ૪.
બળી બંગડીને ચંદન ચુડી, મને લોક કહેશે હવે ભુંડી,
નથી નાસવાની એકે બા'રી— કરી૦ ૫.
કડા કંકણી ને કાળી ગાંઠી, મુકી મેડે ને હુંતો નાઠી.

હવે બેઠીછું હીમત હારી— કરી૦ ૬.
મારો ચંદન હાર નવ સેરો, મેંતો એકવાર નથી પેહેરયો;
મન કેમ વાળું ધીર ધારી— કરી૦ ૭.
મારી મોઘા મુલની ચોળી સંભારૂને ઉઠે હોળી.
મારો જંજીરોને રીટ કીનારી— કરી. ૮.
મારો છગન મગને રામો તેને તેડી ગયોછે એનો મામો,
લઇ આવો થાએ આનંદકારી— કરી. ૯.
( હવે પુરૂશ કહેછે. )
હવે ધીરજ ધર તું નારી. એ વાતનું નાંખ વીશારી,
હવે ધીરજ ધરતું નારી. ટેક.
થયું ગોવંદજીનું ગમતું. આવ્યું ચક્ર સઉપર ભમતું,
કહુ તુજને હું વારી વારી— હવે. ૧.
વાત સંભારીને રડે છે. તારા છોકરા ઝુરાઇ મરેછે.
માટે નાંખતુ માયા ઉતારી— હવે. ૨
ફરી વણુજ કરે વસ મળશે, કેશવજી કરૂણા કરશે.
થશે પ્રસન કુંજ બીહારી— હવે. ૩.
પ્રભુ કોઇને દુખ નથી દેતા, નથી સુખ છીનાવી લેતા.
છે કીસમતની બલીહારી— હવે. ૪.
નાથ કીરપાનો કીરપા કરશે, હરી જનપર હેનજ ધરશે,
એછે ગુણુવંત ગીરીવરધારી— હવે. ૫

## ગરબી

તુંહ્યવા તોરે નેના રશીલે, સખી જાદુ ભરે શખી જાદુ ભરે(૨)

માથે મુગટવાં હાથે બંશરીઆ શખી લેકે ખડે શખી લે ખડે

શાખી

બનશી બાજી સ્વામકી, તત જમનાં કે તીર,
મન મોહન કે મન બશે, અબધરત નહી મન ધીર રશીલે શખી
જાદુભરે—શખી જાદુભરે—નંદ કુંવર તોરે.

શાખી

જશોદાજી કે નંદશે વારી નેહા કોન લગાય,
જાયે મથુરાંમે કીસ્નજી અબ કુબજાકે મન ભાએ. રશીલે
શખી જાદુભરે શખી જાદુભરે. નંદકુવર તોરે.

શાખી

એશે કપટી કાહાનશે સખીપ્રીતનાં કરીએ કોય,
નાગુક જોબન આપણા સખીદેવેગી મનઓર. રશીલે સખી
જાદુભરે જાદુભરે નદકુવર તોરે નેના રશીલે શખી જાદુભરે શ
ખી જાદુભરે.

ગરબી

રાધા—તુમ શુનો મોહનજી બાત કેહેત બ્રજનારી મત રોકો,
હમારી બાટયે કુંજ બિહારી. તુમ શુનો- ૧
કૃષ્ણ—દો દાન હમારા કેહેતે હે કૃષ્ણ મોરારી,
નહી જાને પાવો તુમ યહાંસે રાધીકા નારી દો દાનહમારા ૨
રાધા—કાહાંકે હો દાની આપો કાહો ગીરધારી,
કયાં અકકલ ગઇહે શામ તુમારી મારી-તુમ સુનો ૩
કૃષ્ણ—તેરે જેથી હમને દેખી બાત હમારી,

બીન દાન લીયે નહી છોડું   મનમે ધારી-હો દાન-૪

રાધા—ગૌવા કે ચરાવંન વાલે તુમ બન વારી

બડે દાની હો કે બડે રોક પરનારી—તુમ શુનો—૫

કૃષ્ણ—ક્યા બોલે ખોટે વચન ગઇ મત મારી,

નહી કુછ અબ તું મનને બાત બીચારી-હો દાન હમારા-૬

રાધા—મથુરાસે ભાગકર આયે આપ મોરારી-

ડર લગાઓ તુમ કો મામા કંશકા ભારી-તુ શુનો-૭

કૃષ્ણ—જાકર મથુરામે મારૂં કંશકો નારી,

કરૂંના સપળ કમે દેખે દુનીયા શારી-હો દાન તમારા.-૮

રાધા—દિઆ દાન કહાન જીતેવો રાધીકા કલારી,

કહે છોટમલાલ હરિ જાઉં તુંમ પરવારી-તુમ શુનો—૯.

ગરબી.

તમો શુણો કનૈયા લાલ કહેછે અલબેલી,

તમો શુણો કનૈયા લાલ કહેછે અલબેલી,

અબ કહે શજન એ ઇમાન બચન શે પુરો,

પેહેલેશે મોહોબત કરકે પીછેશે ઝુરો—તમ શુણો,

શબ ગોપીયન ફીરે ગોકુલમે લાલીપીલી,

હુંતો ઝુરી ઝુરીને તારી પાછલ થઇછું ઘેલી-તમો શુણો

ગરબી.

તમો ગોકુલના છો નંદલાલા, હરી કીસન કાહાન બંશીવાલા,

મને મુકી મથુરા ગયાં ચાલ્યા, હરી કીસન કાહાન, બંશીવાલા

હરી આવોને મારે મંદીરે, પ્રભુ આવોને મારે મંદીરીએ,

એવી નીશદીન તેરી જપું માળા—હરી કીરત.
ચીર લેકે કદમ ચડે ગીરધારી, વા અરજ કરે શગ બ્રીજનારી,
તેરી શામલી શુરત પર જાઉં વારી વા અરજ કરે શગ બ્રી૦
ગોપી એવા દરદી પીવાશે પડા પાલા. હરી કીરત.

ગરબી

તમે કાહાના છો કામણુગારા, જોઇ રૂપ રશીક મોહી બ્રીજબાલા
શીર મોરમુગટ છબીછે પ્યારી, કાને કુંડળની શોભા શા।
હરિ વદન કમળ પર જાવું વારી. હો દરશન મુજને ગીરધારી
મન વશ કીધું મોરલીવાળા જોઇ રૂપ રશિક મોહી બ્રીજબાળા૧
જોઊં વાટ હું મનમાં ધ્યાન ધરી, મુજ મંદીર આવો હેત કરી.
મુજ ઉપર મેહેર કરોને હરિ, કરી પ્રીત ન જાવો હવે વીશરી.
જપું હરનિશ આપ તણી માળા, જોઇ રૂપ રશીક મોહી બ્રીજ-૨
છે. શમજુ જાજુ શું કહીએ, પ્રભુ તમ વિના કયાં જઇને રહીએ
છો છેલ છબીલા છો ગાળા, જોઇ રૂપ રશીક મોહી બ્રીજબાળા-૩
મે પ્રીત કરી તમ શું શાચી, કહું કહાન હું આ તમને જાચી
કાંઇ વાત નથી રાખી કાચી, તમ શગ હું રંગે રમી રાચી
હરી છોટમનાં બંશીવાળા, જોઇ રૂપ રશીક મોહી. બ્રીજ-૪

ગરબી

મારો અલબેલો લાલ મધુપુરમાં બશે,
મધુપુરમાં બશે જદુ કુળમાં બશે-મારો મદન મોહન લાલ મ
ધુપુરમાં બશે.
ખાનપાન ચેન ચીતા નાહી મેરે મનમે,

અયું કરી કહે શખી લાલ ફંદમાં ૫શે-મારો અલબેલો લાલ
કાહાનકુ ફશાયો ત્યા અકુડલેકે ચલે,
ગોકુલ છોડી શ્યામ મથુરામાં જશે-મારોમદન.
દયાના પ્રીતમ જીકે કાનુ જાએ વાહવા,
મલી કીન સૌસાક બીજગ્માં હશે મારો અલબેલો.

ગરબી

મોહન મહીવાલે મહીવાલે, મહીવાલે, મહીવાલેરે મોહન મહીવાલે
મહીવાલે-ટેક.
કોરી કોરી મટકીમે દહી જમાયા શંકર નાખકે ચખ જાને, મ
હીવાલે મહીવાલે-૧
આજ શખી મે ગવાં દોહી પ્યાલે ભર કર પીજાને- મહીવાલે
મહીવાલે મહીવાલે-૨
માખણ મે વાલો શાકર ભેલી ઉગલી ભરકે ચખ જાને મહીવાલે
મહીવાલે—૩
આઠ પેહેરકી ચોસઠ ધડીયાં, પાવ પલક મેં જાને મહીવાલે મ
હીવાલે—૪.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હમકુ દરશન દે જોના, મહી
હીવાલે મહીવાલે—૫

ગરબી.

ગગરી ઉતારરે વનમાળી -મટુકી ઉતારરે વનમાળી,
ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી,
મેરે શીરપર હો ગઈ ભારી ગગરી ટેક,

જુનેકી ગગરી ને રૂપલા ઉઢાણી.
ભરગઇ રાધે પ્યારી, ગગરી. ૧
મે પેહેરી કસુંબલ સાડી તેરે મુગટકી છબ ન્યારી. ગગરી ૨
જળ જમનાકી ચીરણી મટોડીઆં લગગઇ રાધે પ્યારી ગગરી ૩
મેં પેહેરા જરકશી ચોળી તેરા મોરલીકો છબ ન્યારી ગગરી ૪
મેં પેહરી મોતનકી માળા તેરે ગુંજમાળકી છબ ન્યારી ગગરી. ૫
મીરાં કહે પ્રભુ ગીરધરના ઘર ચરણ કમળ પરવારો ગગરી. ૬

ગરબા.

શાલુડાં ઉડ ઉડ જાયરે પવનમે, જમનાને તીરે કેશે જાઉરે શા લુડા બેવખત બનસી બજાવે જીઆતર શાને લોકલાજ છે બારીરે -શાલુડા. શીરપર ગગરી ગગર પલજારી પટલી કમર બલખાઇરે શાલુડા. તેથી કાંહાના અળગા રહો અહીંથી જોમનવર હાથલા દોરોરે શાલુડા. શાથ નણંદ છે નાનેરી મારી વાત કરે શાસુને હમારીરે શાલુડા છોટમનાં નાથ પ્રભુ તમો છો રશીઆ રાધીકા ત મારી છે દાસીરે શાલુડા ઉડ ઉડ જાયરે પવનમેં.

ગરબી

રંગ ખેલે અમીર, નેનોકાં મારા મર ગયા ફકીર. રંગ ટેક બેવ ખત. કચે પકે પાનકી બીડીયા, બના દઉં ખાય ગયે ગોસંઇ ડા રેહે ગએ અમીર, નેનોકા મારા મર ગયા ફકીર રંગ ખેલે. સોનેકી થાળીમે ઘઉકા પલોટા ખાઇ ગયે ગોસંઇડા રેહે ગએ અમીર નેનેકા મારા મર ગયા ફકીર રંગ ખેલે અમીર. ૨
ચુન ચુન કલીયાં સેજે બીછાઇ લેટ ગયો ગોસયદા રહેગયે.

આમીર નેનોકા મારા મરગયા ફકીર રંગ એલે. ૬

ગરબી

રાગ બનજારાનો.

મન મોહન કહે ધીગાના કોહો પનઘટ કેશે જાના કોહો શખીયન શે પનહારી ચલો પન ઘટ મીલકર સારી નીર નીરમલ ભર કલશાના કહો. નારીનુ કરી આપને ધરશે તન શજ ધજ કર ઓતરશે પેહેન પાતલ અંગ શોહાવાનાં કોહો. સીશ ઘડાહાથ મે ઝારી ચલી ઠુકમન ઠુમકત પ્યારી જયું ચલે હાથી મસતાના કોહો ગોરી પતલી કમર ચકાવે જેશી મસ્તનાગ મચકાવે દેખ આશક હુવા હયે દીવાના કોહો. જાકુ રેપે ચંચળ ઠારી જળ ભરન લગી મતવાળી સબ સખીયાં ગાવે ગાના કોહો.

કોહુ સુંદરસે પીયુ પ્યારા, તેરી અડાને મુજકો મારા.

તુમમા મયે હું પગવારા કહો ઓલી મોહનશે મતવાલી ચલ શરકન દઉંગી ગાલી મત હરીફ હમ કુશ તાના કોહો.

ગરબી બનજારાની

રહો દુરઔ કૃષ્ણ મોરારી મત રોકો બાત હમારી—ટેક.

હરિ છોડો હાથ હમારો, હમ પર કાહે હારારે,

હે ખોટી ટેવ તુમારી, મત રોકો બાટ હમારી—૧

ક્યા ના હક કરતે ધીંગાનાં, જલ ભરને કેશે જાનારે,

ક્યા નીકટ ભયે બનવારી, મત રોકો બાત હમારી—૨

ના મુજકો શ્વામ સતાવો, ક્યા નેતમે શમજાવોરે,

મે શમજી બાત તુમારી, મત રોકો બાટ હમારી—૩

એ બાત મેરી તુમ માનો, કીયું ચીર હમારા તાનોરે,
મેં મુખશે દેવુગી ગાલી     મત રોકો બાટ હમારી—૪
છાતી યન પર હાથ ના ડાલો, રહો દુરશે દેખો બાલારે,
મોટી દેખત શખીયા શાની     મત રોકો બાટ હમારી—૫
એ અરજ મેરી શુન લીજો, હરી મનમે કયાસ કુછ કીજો,
છોટમના પ્રભુ ગીરધારી,     મત રોકો બાત હ

ગરબી રાગ બનજારા.

ઓરા આવો માસ્તર હમારા. હું તો જોવુંજી ભભકા તમારા, તમે ભભકો તો ખાશો કીધો, વેશ માસ્તરનો તો લીધે—ઠીક દીશો છો માસ્તર મારા—ઓરા આવોને માસ્તર હમારા તમે પહેર્યોછે કાળો ડગલો, માથે વાળ તણોછે ઢગલો, જાણે નટમાં નાચનારા. ઓરા.—૨ વાળ હોળાને શેટા પાડયો, હાથમાં હેન્ડકર ચીફ ઝાલ્યો. રીંગ ફેંગ કરે ચળકારા—ઓરા ધોતીયું છે શુધ્ધ બમાળી, માથે પાગડા લટકતી ધોલી આંખે ચશમાં બી રાજે શારા, ઓરા—૪ મોજા બુટ તમારાં કાળા, છતરથી થયાં રઢીઆળા, ઠર સ્ટીક સ્વાન હાકનારા, ઓરા—૫ ડગલા પર પોકટ મુકયો, પોકેટમાં ઘડીઆળ ભોકયો, ઘડી ઘડીએ ટાઇમ જોનારા—ઓરા.—૬ હવે માસ્તર થયા તઇઆર એન જેવા ફ્રેન્ડો તણુ ચાર, શોડાવાટરનેબ્રાન્ડી પીનારાઓરા.-૭ જેવા માસ્તર જાયછે ફરવા, ઉભી વાઇફ કરી આંતરવા, ઘરમાં નહી મળે ઘઉ કે જુવારાઓરા૮ મુવો બહાર તે ભભકો મારે, કદી કાઢીશ તો મારશે ખારે, માટે મન વીચારો પ્યારા—ઓરા—૯

નહી ઘરમાં ઓરવાને દાણો, બાહાર ભટકો તે ખોટા માણો,
કહે લલ્લુ થશો દુખીયારા—ઓરા."

### ગરબી બનજરાનો રાગ.

તમે ફક્કડ થઇ ફરનારા, મારૂં કહ્યું માનજો પ્યારા—ટેક નહી જાશો રાંડોને ત્યાંઈ નવ પીશો દારૂ તમે ભાઇ તેથી થાશો ચોરી કરનારા— મારૂ—૧ દારૂ નીચ પંક્તીએ ટાળ્યો, ત્યારે ઉંચ પંક્તીએ ઝાલ્યો, તેથી થયા છે દારૂ પીનારા—મારૂં—૨ કેટલાંક તો બરાન્ડી ઢાસે, કેટલાંક બીશ ફુટ ખાશે, અલ્યા નહી એ તો ધરમ તમારા—મારૂં—૩ દારૂ પીએ તે થાય ખરાબ, એવી છે પુરાણે છાપ, તમે શાસ્ત્ર ખોટું કરનારા—મારૂ—૪ એમાં લાભ શો દીશે તમને, તે તો ઝટ બટલાવે હમને, એથી કંઇક થયા છે ખુવારા—મારૂ—૫ રૂડી શીખ રૂદે આ ધરજો, હવે દારૂ શંગ નવ કરજો કહે લલ્લુ થશો "સુખીઆરા—મારૂં કહ્યુ માન જો પ્યારા.—૬

### ગરબી રાગ જોગનનો.

---

જા જો મન હરી રાધાને રાંમ જુવો બીજુ ના આવે કામ, જા જો. રાંમ ગયાં વન વાશ હરીને રાધા વજમાં જાયે, રામ અરણ્ય બહુ તપે તાપથી, હરી રાધા હરખાયે.——જા જો. એક વસનછે રાંમની પાશે, હરી ઝુલે શણગાર, હરી રાધાને મેલ જરૂઆ, વીધીએ મારે માર—જા જો. રાંમ સીતા નીકલ્યા તા સાથે થયાં વીછુરી જોડ, શીતા રાવણ હરી ગયો પણ, હરી રાધાની

શોડ—જા જો. ડાકોરજીએ કરી કપાને, ગય અનાથો બાં દુખી અબળાનાં દુઃખડાં ટાળ્યાં. હરીએ ઝાલ્યો હાથ—જા જો જમીહેતથી હરી ગણુનેયે, શખી રાધા સાથ, રાંમ ફરાળો ક. પ્રુસ કરે, કપી કરો શંગાત—જા જો નદ જશોદા ખીજે ગણુ ને, હરીએ કીધો ફર રાવ હજારો આવે ઉડતી મહીં માખણ ની લેહેર— જા જો. હરીને રાધા વજમાં જુલે, મગન મગન થઇ જાયે લાવો હરીને વેગે એલા, માત પીતા અકલાયે. જા —જો. રાંમે છોડી શુપણુ ખાને, હરી હજારે પીત્ર, હરી ... લને હરી દેખી બાલ લીલાની રીત—જા જો. રાંમ ફરે લીલાં વનમાં, હરી રાધા વજ માંહાયે, તેનનાં હાલેશ સેજે દુખને, ડા ક્રોઃ પ્રુશ કરનાયે—જા જો. બાર વરસ વન રાંમે વેઠા, હરી વજમાં હરખાયે, રાંમ હરીની કહા કેહે તે નીશ, શરગેં જાયે જા-જો.

H. P.

## રાગ માહાતમ

આજ રાગ કહાનાને બંશી મેં ગાયા, કહાનાને બંશી મે ગાય ખીજ બનીતા કે મનમે વો ભાયારે, બેન આજ રાગ કાહાનને બંશી મે ગાયા.

મોરલી મોહનકી મનમે બશીડે, ધુન બંશી કી જીસમે ઠસીહે તાન સુન કર જીવડા લોભોરે—બેન. ૧

પ્યારી બંનશી વો આજી મોહનકી, હરી મોરલીને શુધ મેરે તનકી રાગ બનશી કામનમે શમાયારે—બેહેન. ૨

નાદ મોરલી કાહે ગાવો ભારી, શુનકે મોહી શખી ખીજનારી,

બંશી શુનકર મન હિશપર લલચાયારે-બેહેન ૩
શુનકે બંનશી નીંદ ના મુજે આવે, જીઆ રેહેરે હેકે મેરા ગભરાવે
તીર મોહ કાગે તનમે લગાયા-રે બેહેન. ૪
બલાવની એશી મુજકુ બનાઇ, એશી લીલા વો કરશે બનાઇ
હાલ નાથાને યંહા પર શુનાયા-રે બેહેન. ૫

## ગરબા. માહાતમનો.

આજ લાજ લીધી પાતળીયા પ્યાર, ટેક.
સૌ સખી જમુનાયે ગઇતી, નારી સ્વભાવે નગ્ન થઇતી.
ત્યાં કાનો આવી પહોંચ્યો, કંઇ ધારીરે બેન, આજ. ૧
સૌનું મન ન્હાવાનું નીરમાં ચોળીયા સણગાર વીંટાયા ચીરમાં,
સાવચી મેહલ્યાં જમના તીરમાંરે, બેન આજ ૨
ત્યાં નંદજીનો સુત નડયો ચીર લઇ કદમપર ચડયો,
અમે દીકાને ધ્રાસકો પડયોરે બેન, આજ, ૩
એણે ચોરી કરી ચીર લીધાં છતાં દેખતાને આંધળા કીધાં
લાગી પગે તોયે ના દીધાંરે બેન. આજ ૪.
આવ્યો નગ્ન જોવાને અનાડી કદમપર વાસલી વગાડી
સૌને ઉભાડે શરીરે કહાડીરે બેન, આજ ૫
કોઇ કામ કદગ થઇ બાજી. કેરા ઢાંકીને ઉભી લાજી.
કે ઢુંગીય વાલી બ રેહુલાજીરે બેન, આજ, ૬
જી સામાને કાયર કીધી, નંદલાલે લાજ લીધી.
વસ્ત્ર આપ્યા કાયા ઢાંકી દીધીરે બેન, આજ ૭
વસ્ત્ર વીનાં ઘણુ લાજી મરીએ, હવે દામોદરથી ડરીયે.

## ગરબો. માહાતમના



જાઓ જોર જુઓ જશોડા બાલનું ટેક
હુંતો પાછી આવી જોર જાણી, કાનોથઇ બેઠોછે દાણી,
પેલી રાધાની ચુંદડી તાણીરે બેન જાઓ ૧
એતો મહીના માટ ખુચી લેતો, કોઇ નારને ન જાવા દેતો,
મદ ભરેલો જોયો અંતોરે, બેન. જાઓ ૨
વાંકુ જોઇને નજર નર નાંખે, જેમ આવેતેમ મુકું ભાખે
રસ્તે સખીઓને રોકી રાખેરે બેન, જાઓ ૩
દાણ દમી દમીને લેછે, જે સામાની સલાહમાં રહેછે,
તેને જાણી જોઇ જાવા દેછેરે. બેન જાઓ ૪
કેમ આવડું દુખ ખમી રહીએ. ચાલો નંદજી તે પાસે જઇએ
બનાવનારના નાથની, વાત કરીએરે બેન જાઓ ૫

## ગરબી ગજલની તાલ.

સબ મીલકે બ્રીજ નારી લેકે ગેનડ હાથમે સારી, ખેલે જોબન મતવારી આઓ મોરારી લેકે ગેડઉં નોકી પ્યારી જમનામેં ફે કે મોરારી ૧ સબમીલકે
દોડો દોડો સખીયા સારી, જાને પાવેન મોરારી રખના ખુબશીં હુશીયારી, ગરે મીલ સારી. યુદ્ધા કર કર કેહે મોરારી, લાવોજી ગેન હમારી ૨ સબ મીલકે. કરકે મનસુબા સબનારી દોડી માર કે કીલકારી પકડો કાનાકો મીલસારી દેકે ઉશકો ગારી કહુ બા

જી હમારી બીગાડી તુમ કહાનાં હોકે અનાડી ૩ સબ મીલકે અબના છોડુંગી કાહાના જો તુમ લાખ કરોગે બાના, દેખો અ, ખરકો પસતાના માનો મોરારી, જમનામે કુદેવારી લ તોજી ગેંડ હમારી ૪ સબ મીલકે રશીઆ કેહેતા હે શુનકારી રાજાશાહેબ કાઉપકારી અબકે હમપેહે દુખભારી કરો મેહેરબાની,
રાજાદુલે શીયાજી વેપારી સબ ગોપીયાહે બલીહારી.

## ગરબી

શુનકે બંશિ નટના ગરકી, શખીયા શુધ ભુલી હે ગરકી, જાદુ બંશી હેં નટ વરકી.

શુન હે પ્યારી, ગાવત હેતાન મોરારી—શુન મોહી શકલ બીજનારી-૧
ઘરકા છોડા શારા કાજ, આઇ ચલકર શખીયા આજ, અપને કુલકી તજકે લાજ, મીલ કર શારી હે શુન મોરલીકી નારી
શુન મોહી શકલ બીજનારી-૨
ગાઇ શામ રશીલી બાની, શબકે મનમે હે વેઠાની શુન કે મે, હી રહા ઘે રાની કરે કીલ કારી જુમનાપે ખડે ગીરધારી શુન.
મોહી શકળ બીજનારી-૩
એશે નંદાકેલાલ કરતે ન્યારે ન્યારે ખ્યાલ, કંથ કર કરેનેછોટે લાલ ઓહો બનવારી, મેં તુમ પર જાઉ બલિહારી.—મોહી શકળ બીજનારી— આજ ૮

## ગરબી

ગીરધારીરે વાત કહુંછું વીચારો, મુને મોહન આંખ નમારો,!
મુને જાતાંરે મારગડે સીદવારો મારો પાલવડો નવ ધારો. ટેક

ઝુલ

મુને રોકીને શું ઉભારોરે, જુઓ જુવેછે લોક હજારોરે આશે
પડયો સ્વભાવ નઠારોરે, વનમાળીરે થાશે ઘણો ફ્ટકારો. મુને-૧
પ્રભુ મારારે આમ ના કીજે વાટે. ઠીક રહીએ પોતાને ઘાટે, નથી
મળતીરે પ્રીત બજારે હાટે, કાંઇ જોર જુલમની સાટે.

ઝુલ

નથી જાણુતા ધરમ હમારોરે, હમો અબળા લાજનો ભારોરે,
નથી રાખતા કંઇ એક આરોરે, રસીઆજીરે પ્રીત તણો પંથ
ન્યારો, મુને મોહન. ૨,
હજુ સાખીરે રહીશું વાલમ વારૂં, હવે કહીશ કૈક નઠારૂં, ન
થી કેતીરે હું શરમજી શા શારૂં મુને લાગેછે કાંઇ પ્યારૂં

ઝુલ

પછી જાશે બાર તમારોરે નહીં વાંક હમારો લગારોરે, એમાં
લાભ નથી કાંઇ સારોરે, અલબેલારે છાનાંમાનાં સધારો. મુને-૩
પાતળીઆરે વાતવકહું એક છાની. તમો સાચી લેજો માની
મધરાતેરે મંદીરીએ પ્રભુ આવો, સુખે લ્યો લાખેણો લાહાવો

ઝુલ

પછી રાખશો ના કંઇ ઉધારોરે, મારા જોબનના મદન ઉતારોરે
મારા તનનાં તાપ વીતાડોરે, ગુણુવંતારે છોટમદાસ તમારો
મન મોહન આંખનાં મારો.

ગરબી.

ખી આઇરે ઉમડ ઘુમડ ઘનછાઇ, કાળી કાળી ઘટાબનં આઇ,

પીયુ પીયુરે, પીયા ક્રોશ બદ શુનાઇ, દુખ કોને કહુ મારીમાઇ

ઝુલ

હુંતો જોબન વતી નારીરે, કાંઇ પેહેરી કસુંબી સાડીરે, મારે માથે મટુકી ભારીરે, વાટને ઘાટેરે રોકી રહ્યા વનમાલી, (કાલી કાલી)
શખી એવોરે રસીઓ છે કામણુ ગારો, મનેલાગેછે બહુ પ્યારો
મારૂ જોબનરે જોર કરે છે ઝાઝું હુંતો જોઇ જોઇને લાજુ
એવો મન મોહન રૂપાલોરે, કરે આંખલડીનો ચાલોરે, બોલે મીઠુંને કાહાનછે કાળોરે, લોક લાજ તજી પ્રાણુ જીવન તમને મોહી. કાલી કાલી,

ગરબી

નંદનાલાલરે, ચાલો ચતુર વિચારી, કેમ રોકોછો પરનારી.
છેલાં છે કજરે છોકરવાદી સુધારી મારો તબોલની પીચકારી.

ઝુલ

હોય કુળવંત કોઈ કુમારીરે તે તો લાજ ધરે શિરભારીરે. થયા નિર્લજ તમે ગીરધારીરે, લોક લાજથીરે ચાલિયે સામ વિચારી, કેમ રોકોછો પરનારી.
ડાહાપણુ રાખોરે દિલ વિશે દામોદરજી, પછી જેવી તમારી મરજી હું તો કહુંછુંરે, સામળિયા કરી અરજી, તમો અંતર વીચારોને હરજી કામ પડે ગોવંદજી જયારે, પિયા સમજાવીએ અનુસારેરે, તેમાં ત્રીજું નાં જાણે દીલદારરે, દાવ પેચથીરે કરાયે જારી વિજારી. કેમ રોકોછો પરનારી
રીતે ચાલતાંરે આળ કદી નહીં આવે, જારી વાજારી રમીએ દાવે,

વધે શોભારે લલના સાધરે ભાવે, એમસમજજો હરિ હાવે,
ગોળ ખુણે પોતાનો ખાઇયેરે પરનારી પુઠળનાં જઇએરે
સામ સુંદર સાણુા થઇયેરે, મન સમજીરે ચાલો તમો ગીરધારી
કેમ રોકોછો પરનારી.
તમે જાણુજોરે અમો તમારી છું દાસી અળગા નવ કરો અવી
નાસી. અમો જાણિયારે હૈંયા કેરા વિલાસી, પણ દરં
જગતની હાંસી.
દઆ રાખજો ગરૂડા ગામીરે, હમે કહીએ તમોને શીશ નામીરે,
રોજ મળજો મણીનાં સ્વામીરે, દયા ધારીરે, અંતરમાં ગીરધારી
કેમ રોકોછો પરનારી.

ગરબી ગીરધારીની

સખી લાગ્યોરે પ્યારો કુંજ બીહારી,
મુને લાગી પેમ કટારી, નથી ડરતીરે સાસુથી હું મારી,
શું કરશે નણંદ બીચારી,

ઝુલ

સુણો કપટી દીયેર દેરારીણીરે, જુત્રો ઝેરીલાં જેઠાણીરે, બધી
માય! મેં જુઠી જાણીરે. મુજ બદલેરે આણો સુંદર નારી, મુનેલાગી
જાત્ર સસરાજી બીજી જઇ પરણાવો, નથી મુજપર કંઇ દરદાવો
લાગી લગનીરે મન મોહનની સાથે તનમન મેં અરપ્યું હાથે

ઝુલ

આપી ત્રાસ શુપ્રીતી તોડાવોરે શું મુજને નાહક રીબાવોરે
લઇશ મોહનથી હુંહાવોરે: નહીં છોડુંરે પ્રાણગએ ગીરધારીમુને,

મન મલુરે રંગ રશીયાથી મારૂં, રંગ ઝામો લાગે શારૂ દેહે
અરપેરે પછી શું રહેવું ન્યારૂં લાગ્યુ મોહનનું મુખ પ્યારૂ,

ઝુલ

જામી અલબેલાથી પ્રીતીરે, મારો એજ ધરમ એ નીતીરે,
નથી પરણ્યા પીયુથી બીહતીરે, થઇ ચુકીરે મોહનની હું પ્યારી
મુને, ૩.

દીન રજનીરે છબી રદયમા રમતી, નથીવાત બીજી કંઇગમતી
રશીયાનીરે સોધ મહીંછુ ભમતી, નથી કલ મુજને કંઇ પડતી,

ઝુલ

જ્યારે મળશે એ પ્રીતમ પ્યારોરે. થાશે જનમ શફલ તવ મારોરે. લાગે સંસાર એ વીના ખારોરે, બસી ઘરના હરી મળે
સુખકારી, મુને લાગી, ૪

ગરબી

જુવો હનુમંતરે, રામ ચંદનો દુત. એવો અંજની કેરો સુત
રાખી મન ખતરે ભાવે, ભજે અબધુત. તેના કામ થાએ મજ-
બુત, ટેક.

ઝુલ

છે હનમત બળ અખુટરે, પાડી ગઢ લંકાંમાં લુટરે, કરી રાવણ
શેન્યમાં દુટરે, જોઇ અશુરોરે નાઠા વાળીને મુઠ, એવો. ૧
જુવોહનુંમતરે વળી લાવોરે સોધ સાતાની વીર, કુદયો સાગર
રાખી ધીર. એતો કહાવેરે બાવન માહી મીર જેનુ વજર તણુ
શરીર,

ઝુલ

આખી લંકાં તેં ખુબ પ્રજાળીરે, મારી હાંકને પાડે તાલીરે, બેઠો રાવણુ સામુ પુછ વાલીરે, ઘણો બળીઓરે કરતો તે હુકાહુક (એવો) જુઓ હનુમંતરે,૨ ઠક લાવ્યોરે સજીવન દીવો પ્યારો, લક્ષમણને કરવા સારો, મારગમાંરે ભરથજીએ શરમારો, તવ રાંમ રામ પોકારો. ૩

ઝુલ

શુણી રામ શેવકનો સાદરે જાણ્યું ભરથ થિયો વીખવાદરે. તોડી રામ તણી મરજાદરે. એવુ શમજીરે, ધાયો તેદસરથ પુત એવો જુઓ હનુમંતરે, જુવે તારે પડયો વીર બળવંતરે, તવ થયા રૂદેમાં ચંતરે, પુછી ખબરોરે રાખી રામની ખંત, તવ કેહે વીર હનમત,

ઝુલ

શુ ધય થયો છે લંકાની માંયેરે, આવી લક્ષમણને મુરછાયરે, મુને મોકલીયો શ્રી રઘુરાયરે, ભાઇ જાવોરે લાવો શજીવન બુટ એવો. જુવો શુણી હકીગતરે, ભરથ મન હરખાયો, ઝટ ધનખ ચાંપ ચઢાયો બાણ ઉપરરે હનમત બેઠાયો રઘુવરની પાસ પેંચાયો

ઝુલ

થયો શજીવન લક્ષમણ વીરરે, આવી સર્વ સભામન ધીરરે. વત્યો જય જય લંકાની તીરરે, કેહે લલુરે આપજો સુખ અખુટ એવો જુવો હનુમંતરે.

ગરૂબી અબચલે રાહુ

